નજાત " રાખ્યું. સલામ એના પર હોજો કે જે હીદાયતની પેરવી કરે.

**સવાલ—એહલે સુન્નત અને શીઆના વચ્ચે લાંબા વખતથી મોટો વાદવીવાદ ચાલતો આવે છે. સુન્નીઓ** દાવો કરે છે કે, અમારો મઝહબ સાચો અને કુરઆન તથા હદીસને મળતો છે; શીઆઓની તમામ કીતાબો ખોટી છે અને એહલે બેતના મઝહબ વિષે ફીતનો અને તોહમત મુકવામાં આવ્યું છે. શીઆ **જેમ કહે છે તેમ નથી, પણ હકીકતમાં એહલે બેતનો એજ મઝહબ હતો, જે અમારો ( સુન્નીઓનો ) છે.**

પેલી તરફ શીઆ પણ એવોજ દાવો કરે છે કે અમારો મઝહબ કુરઆન છે અને અમારો તરીકો હઝરત ઇમામ જાફર સાદીકનો તરીકો છે; વળી તેઓ એહલે સુન્નતની તમામ કીતાબોને ઇતબાર વગરની બતાવે છે. આ બારામાં કુરઆનની આયતોના હવાલાથી, કોઈ એવો સંતોષકારક જવાબ લખવો જોઇયે કે, જેમાં કોઇને દમ મારવાની જગ્યા રહે નહીં, કે કોઈને બહાનું મળે નહીં, જેથી છુટકારો માંગનારાઓ એના પર અમલ કરે અને ખોટા મઝહબથી દુર રહે.

જવાબ—ભાઇ સાહેબ, હરેક ટોળાંની કીતાબો તો એક બાજુએ મુકી દો; પહેલાં હરેક મઝહબની જડની તપાસ કરો અને જ્યારે આપ હરેક મઝહબના મુળથી જાણીતા થઈ જાઓ ત્યારે તેની અસલ બીનાને કુરઆનની આયતોથી સરખાવી જુઓ. પછી જે મઝહબની જડ આપને મજબુત દેખાય, તેને સાચો સમજી તેની કીતાબો પઢો અને અમલ કરો અને જે મઝહબની બીના આપને બાતીલ ( ખોટી ) માલમ પડે, તેની કીતાબોને શયતાની વસવસાવાળી જાણીને પાણીમાં નાંખી દયો અને કદી પણ તેની પાસે ન જાઓ; તે કીતાબોને ફાડી નાંખો અને યકીન કરી લ્યો કે તે એહલે બેતનો મઝહબ નથી, બલકે શયતાની મઝહબ છે. ત્યારે જાણવું જોઈયે કે એહલે સુન્નતના મઝહબની બીના, હઝરત અબુબકર ( રદી. ) હઝરત ઉમર ( રદી. ) હઝરત ઉસમાન ( રદી. ) અને હઝરત અલી ( રદી. ) અને તે ઉપરાંત બીજા મોહાજેરીન, અનસાર અને હઝરત (સ.) ના બીજા અસહાબોના, મોમીન, પરહેઝગાર, નેક અને સાચા હોવા પર છે. તેઓ ગણત્રીમાં હઝારો હતા અને તેઓએ જનાબ રસુલે ખુદા (સ.) ની સાથે રહી, ખુદાની રાહમાં જીહાદ

( ધાર્મિક લડાઇ ) કીધી તથા નમાઝો પઢી, અને જ્યાં સુધી રસુલે ખુદા (સ.) હયાત રહ્યા, ત્યાં સુધી આ અસહાબો હંમેશા આપની હીમાયત અને મદદમાં રહ્યા, અને જનાબ રસુલે ખુદા (સ.) ની વફાત પછી, પોતાની ખીલાફતના વખતમાં, અદલ ઇનસાફ તથા સચ્ચાઈથી કામ લીધું. તેમજ એહલે બૈતની ખીદમત બજાવી, અને પોતાની એહલે બૈત તરફની મહોબ્બત સાબીત કરી બતાવી. અમીરૂલ મોઅમેનીન હઝરત અલી ( રદી. ) એ, હંમેશા તેમની સાથે ઉઠ બેઠ રાખી, તેમની સાથે રહી કુફ્ફારોશી જેહાદ કીધી, તેમની પાછળ નમાઝ પઢી અને હંમેશા તેમની મોહબ્બતમાં હર પ્રકારે ખુશી રહ્યા; વળી તેમની વફાત બાદ તેમના હકમાં દુઆએ ખેર કરી અને તેમનાં બહુજ વખાણ કર્યાં.



શીઆઓના મઝહબની જડ, આથી ઉલટી વાત ઉપર છે કે, ત્રણ ખલીફા અને હઝરત ( સ ) ના હઝારો સહાબી બધા કાફીર અને મુનાફીક હતા. કેમકે શીઆ લોકો કહે છે કે, તેઓ સઘળા ઉપલક મનથી ઇમાન લાવ્યા હતા અને હીજરત પણ સર-

દારી તથા દુન્યાના લોભને લઈને કરી હતી. ઉપરાંત તેમની જેટલી ઇબાદતો અને જેહાદ વીગેરે હતાં, તે બધાં ખુદાના માટે નહીં પણ દુન્યાને દેખાડવા માટે હતાં. તેઓએ રસુલે ખુદા (સ.)ની વફાત બાદ, આપના એહલે બૈતને સખ્ત ઈજાઓ અને તકલીફો પહોંચાડી અને હઝરત અલી મુરતુઝાને મદદ કરવાના બદલે તેમનો હક પણ પડાવી લીધો. જનાબ અલી (રદી)એ, તેમની જે પેરવી કરી અને તેમની પાછળ નમાઝ પઢી તે ફકત ખોફ અને તકીયાને લઇને હતી. એટલે સુધી કે આપે પોતાની વ્હાલી બેટીને હઝરત ઉમર (રદી) ના નીકાહમાં પણ તકીયાથી આપ્યાં હતાં, તેમજ પોતાના બેટાઓનાં નામ અબુબકર, ઉમર, ઉસમાન વીગેરે પણ તકીયાના લીધેજ રાખ્યાં હતાં. એ વખતમાં સાચા સહાબીઓ બહુજ થોડા હતા, જેવા કે, અબુઝર, મીકદાદ, અમ્માર, સલમાન, જાબીર અને તે ઉપરાંત બીજા થોડા આદમી.

---

મહેરબાન ! જ્યારે આપે બંને મઝહબની બીના અને જડ જાણી લીધી તો યાદ રાખવું કે મઝહબે એહલે સુન્નતની બીનાની દલીલોમાં ઘણી કુરઆનની

આયતો મોજુદ છે અને તેમાંની દરેક આયત તે બીનાની સાબીતીયો માટે પુરતી છે. ટુંકમાં, અહીં પર કેટલીક આયતો લખવામાં આવે છે. ખુદાતઆલા ફરમાવે છે " વસ્સાબેકુનલ અવ્વલુના મેનલ મોહાજેરીન વલ અનસારે વલ્ લઝીનત્ તબઉહુમ બે એહસાનીર્ રદેયલ્લા હો અનહુમ વ રદુ અનહો." ( સી-૧૧-૩-૨ ) જે સરસપણું ભોગવનારા યાને જે મુહાજીર ( દેશ છોડી જનારા ) અને અનસાર ( મદદ આપનારા ) પહેલાં ઇમાન લાવ્યા અને જેઓએ ભલાઇ, યાને ઇમાન તથા તાઅતની સાથે તેમની પેરવી કરી, ખુદા તઆલા તેમનાથી રાજી છે અને તેઓ તેનાથી. વળી ફરમાવે છે "વઅ અદ્લહુમ જન્નાતીન તજરી તહતહલ અનહારો." (સી. ૧૧-૩-૨ ) કે ખુદા તઆલાએ તેમના માટે એવી જન્નતો તૈયાર કરી રાખી છે કે, જેના ( ઘરો અથવા ઝાડોની ) નીચે નહેરો વહે છે. " ખાલેદીના ફીહા અબદા." ( સી ૧૧-૩-૨). આ સર્વે મુહાજીર તથા અનસાર અને તેમની પેરવી કરનાર હંમેશા જન્નતમાં રહેશે. આ આયત બુલંદ અવાજે બોલી રહી છે કે, પહેલાં ઇમાન લાવનારા મોહાજેરીન અને અનસાર બધા

જન્નતી છે, તેમજ તેમની પેરવી કરનારા તમામ, જે તેમના બાદ થયા છે અને જેઓએ તેમનો તરીકો ઇખ્તેયાર કર્યો છે તેઓ પણ જન્નતી છે. આ વાતમાં કંઈ શક નથી કે, જે શખ્સે સૌથી પહેલાં હીજરત કરી તે હજરત અબુબકર સીદ્દીક (રદી) પોતે હતા. કેમકે હીજરતના વખતે, પૈગમ્બરે ખુદા (સ.)ની સાથે આપ પોતે હતા. તે ઉપરાંત હઝરત ઉમર (રહ), હઝરત ઉસમાન (રહ), હઝરત અલી (રહ) અને બીજા અસહાબ (રદી) પણ પહેલાં હીજરત કરનારાઓમાં શામીલ છે. જે શખ્સ હઝરત અબુબકર સીદ્દીક (રદી)ને, પહેલા હીજરત કરવાવાળામાં નહીં ગણે તો, તે નીચેની આયતને ઇનકાર કરવાના સબબથી કાફીર છે. ખુદા પાક ફરમાવે છે. "ઇઝ અખરજ હુલ્લ્ લઝીન કફરૂ સાનેયસનૈને ઇઝ હોમા ફીલ ગારે ઇઝ યકુલો લે સાહેબેહી લા તહઝન ઇન્નલ્લાહા મઅના." (સી. ૧૦–૩. ૧૨.) એટલે જ્યારે કાફરોએ રસુલે ખુદા સલ. ને મક્કા શરીફમાંથી બહાર કાઢી મુકયા, ત્યારે જનાબ રસુલે ખુદા સલ, હ૦ અબુબકર સાથે હતા. જ્યારે બન્ને ગુફામાં હતા તે વખતે રસુલ સલ. પોતાના યારેગાર યાને હઝરત અબુબકર સીદ્દીકથી કહી રહ્યા હતા કે

તમે ગમગીન ન થાઓ, ખુદા અમારા સાથે છે. ફરી પહેલા ઇમાન લાવવાવાળાના પગલે ચાલવાવાળા બેશક મોહાજેરીન અને અનસાર છે. જેઓએ તેમના પછી ઇમાન લાવીને હીજરત અને મુસલમાનોની મદદ કીધી. આ ઉપરાંત ખુદા તઆલા આયત "વસ્સાબે-કુનલ અવ્વલુન"માં (સી. ૧૧-૩-૨) ખબર આપે છે કે તેઓ હંમેશા જન્નતમાં રહેશે અને જ્યારે એમજ છે તો સાબીત થઇ ગયું કે તેઓ બીલકુલ જન્નતી છે. જે શખ્સ તેમને જન્નતી નહીં ગણે તે આ આયતના ઇનકાર કરવાના સબબથી કાફીર થઇ જશે.

---

ઓ ભાઇ ! અગર આ ઠેકાણે કોઈ શેતાન આ-વીને તમોને બહેકાવી દે કે, કદાચ આ આયતથી તે મોહાજેરીન દેખાડયા હોય, કે જેના માટે શીઆ સારો વિચાર ધરાવે તેમનીજ હીજરત ફકત ખુદાના માટે હતી પણ અબુબકર (૨૦) વીગેરેની નહી. કેમકે તેમની હીજરત દુન્યવી લાલચ માટે હતી, ત્યારે આપ તેના જવાબમાં કહી દો કે, ઓ શયતાન, મલઉન ! તું જુઠું કહે છે. આ વાત હરગીઝ ખરી નથી.

બલકે જેટલા મોહાજેરીનોએ હીજરત કરી હતી, તે ખાસ ખુદાના માટે હતી. જેવી રીતે કે હીજરત પછી, જેહાદના બારામાં જે સૌથી પહેલાં આયત ઉતરી છે તેનાથી અમારો આ દાવો બહુજ સારી રીતે સાબીત થાય છે. ખુદા તઆલાએ ફરમાવ્યું છે કે "ઓઝેના લીલ્લઝીના યોકાતલુના બે અન્નહુમ ઝોલેમુ" (સી. ૧૭ રૂ. ૧૩) યાને જે લોકો લડાઈની ખ્વાહીશ કરે છે (એટલે મોહાજેરીન) તેઓને કુફ્ફારના સાથે જંગ કરવાની એ માટે રજા આપવામાં આવી છે કે તેઓએ કુફ્ફારના હાથોથી ઘણો જુલમ અને સીતમ ખમ્યો હતો. "વ ઇન્નલ્લાહા અલા નસરેહીમ લકદીર" (સી. ૧૭ રૂ. ૧૩) અને ખરેખર ખુદા તઆલા તેમની મદદ અને હીમાયત કરવાને શક્તિવાન છે. "અલ્લઝીના ઉખરેજુ મીન દેયારેહીમ બેગૈરે હકકીન ઇલ્લા એંયકુલુ રબ્બોનલ્લાહો." (સી. ૧૭ રૂ. ૧૩) યાને આ તે લોકો છે કે જેમને પોતાના ઘરોથી નાહક અને જુલમથી કાઢી મુકવામાં આવ્યા. ફક્ત આટલી વાત પર કે તેઓ કહેતા હતા કે "અમારો પરવરદીગાર ખુદા તઆલા છે" યાને તેઓએ કોઈ એવો ગુન્હો નહોતો કર્યો કે જેના

સબબથી કાઢી મુકવાના લાયક થતા, પણ કુફ્ફારોએ ફક્ત તેઓના મુસલમાન હોવાના સબબથી તેમને શહેરથી કાઢી મુકયા. હવે આ આયતથી સાબીત થયું કે સઘળા મોહાજેરીનની હીજરત ખાસ ખુદાના માટે હતી, નહી કે દુન્યાની લાલચ માટે. વળી આ પણ સાબીત થયું કે બધા હીજરત કરનારાઓ ખુદાની મદદ અને હીમાયતના આસરા હેઠળ છે.

ભાઈ સાહેબ, જે શખ્સ કુરઆન પર ઇમાન રાખે છે અને જ્યારે તેને ખાત્રી થઇ ગઇ કે ખુદા તઆલા· એ ફલાણા શખ્સને જન્નતી કહ્યો છે અને વળી એમ પણ કહી દીધું છે કે તે હમેશના માટે જન્નતમાં રહેશે, ત્યારે હવે મજકુર શખ્સના માટે કોઇપણ એતેરાજ ટકી શકશે નહી. કેમકે ખુદા તઆલા ગેબનો જાણવાવાળો છે અને જાણે છે કે મારા ફલાણા અમુક બંદાથી, ફલાણા અમુક વખતમાં, નેક કામ અને ફલાણા અમુક વખતમાં ખોટાં કામ થશે. આ બધી વાતો ફરી જાણવા છતાંજ ખુદા તઆલા તેના માટે ફરમાવે છે કે મેં તે શખ્સને જન્નતી બનાવી દીધો. તો તેની વચમાં તમામ ખતાઓના બખશી દેવાની તરફ ઇશારો થઈ જવાનું સાબીત

થઇ ગયું. અને જ્યારે તેમ છે તો તે શખ્સના હકમાં બીજા લોકોએ તાઅનો મારવો, હકીકતમાં ખુદાવંદ તઆલા પર એતેરાજ કરવા બરોબર છે. જ્યારે એતેરાજ કરવાવાળો કહે છે કે આ શખ્સ ખોટો છે ત્યારે ખુદાવંદ તઆલાએ એને જન્નતી કેમ બનાવી દીધો ? અને આ ખુલ્લી બાબત છે કે આવી બાબતમાં એતેરાજ કરવો કુફ્ર છે. જે બંદાને ખુદા તઆલાએ જન્નતી ફરમાવ્યો છે, તે ખચીત જન્નતી છે. કોઇનો એતેરાજ કરવો તેના હકમાં કોઇ રીતે નુકસાન પહોંચાડી શકતો નથી, તેમજ તેને દોઝખી પણ બનાવી શકતો નથી. પરંતુ તેના પર એતેરાજ કરવાવાળો બેશક કાફીર છે. બસ જે અમોએ ઉપર જણાવ્યું તેનાથી શૈતાનોના તમામ વહેમો દુર થઇ જાય છે અને કોઇ જરૂરત રહેતી નથી કે તેમના જવાબની તરફ ખયાલ કરવો પડે; પણ સવાલ કરનારની તસલ્લી માટે શૈતાનો પર કાંકરા નાંખવામાં આવે છે.

---

ઓ ભાઇ ! જો શૈતાન તમારી પાસે આવીને તમારા દીલમાં આ વસવસો નાખવા માંગે કે ખુદા

તઆલા સુરે અનફાલમાં, જંગે બદરના કીસ્સામાં ફર-
માવે છે કે "યા ઐયોહલ્ લઝીન આમનુ ઈઝા લકી-
તુમુલ્ લઝીન કફરૂ જહફન ફલા તોવલ્લુહુમુલ
અદબાર" (સી. ૯ રૂ. ૧૬) યાને અય મુસલમાનો!
જ્યારે તમારો કુફ્ફારોથી સામનો થઇ જાય, તો તે-
ઓની લડાઇથી પીઠ ફેરવશો નહી. "વમૈંયોવલ્લેહીમ
યવમએઝીન દોબોરહુ ઇલ્લા મુતહર્રેફલ લે કીતાલીન
અવ મુતહૈયેઝન એલા ફેઅતીન ફકદ બાઆ બેગદબીમ
મીનલ્લાહે વમાવાહો જહુન્નમ" (સી. ૯ રૂ. ૧૬)
યાને તે શખ્સના સિવાય જે લડાઇના દાવપેચ કરતાં
અથવા લશકરમાં જઇ મળવા માટે નાસે છે, જે કોઇ
પણ તે દિવસે લડાઇથી પીઠ ફેરવશે તે બેશક ખુદા
તઆલાના ગઝબમાં સપડાઇ જશે, અને તેના નતી-
જામાં તેનું ઠેકાણું જહુન્નમ થશે. જેવી રીતે કે જંગે
ઓહદ અને જંગે હુનેનમાં અસહાબો ભાગી ગયા
હતા. તો આપ તેના જવાબમાં કહી દો કે અરે અ-
ક્કલના આંધળા! બદરની લડાઇમાં જે આયત ઉતર-
વાનું મુકામ છે ત્યાં કોઇ અસહાબ નાસી ગયા ન-
હોતા બલકે ત્યાં તો તમામ અસહાબ સાબીત કદમ
રહ્યા હતા. જેમકે ખુદા તઆલા ફરમાવે છે કે "વલ-

કદ નસર કુમુલ્લાહો બે બદરીંવ વઅનતુમ અઝીલ્લ-તુન." (સી. ૪ રૂ. ૪) યાને અય ઇમાનવાળાઓ ! બદ-રની લડાઇમાં ખુદા તઆલાએ તમારી મદદ કરી (તે પણુ) એવી હાલતમાં કે તમારી સંખ્યા ઓછી હો-વાના સબબથી કુફ્ફારોની નઝરમાં તમે ઝલીલ દેખાતા હતા. અને વળી ખુદા તઆલા બદરનાજ કીસ્સામાં ફરમાવે છે કે "ઇઝયુહી રબ્બોકા એલલ મલાએકતે અન્ની માઅકુમ." (સી. ૯ રૂ. ૧૬) યાને અય પેયગ-મબર (સલ.) એ વખત યાદ કરો કે જ્યારે તમારા પરવરદીગારે ફીરીશ્તાના તરફ વહી મોકલી કે ખરે-ખર "હું તમારા સાથે છું," "ફસબ્બેતુલ લ-ઝીના આમનુ." (સી. ૯ રૂ. ૧૬) તમો મુસલમાનોને સાબીત કદમ રાખો. ઉપરાંત ઉપરની આયત કુફ્ર વિષે દલીલ નથી આપતી બલકે કુફ્ફારોથી નાસવું હરામ છે અને ખુદા તઆલાના ઇખ્તીયારમાં છે કે જે કોઇ લડાઇથી નાસે તેને અઝાબ કરે અથવા બ-ખશે. જેમકે જંગે ઓહદમાંથી અસહાબોનું નાસવું થયું તો ખુદા તઆલાએ તે નાસવાના ગુનાહને માફ કરી દીધો. જેમકે ખુદા તઆલા ફરમાવે છે કે "વ-લકદ અફુલ્લાહો અનકુમ." યાને બેશક અલ્લાહે

તમોને માફ કરી દીધા. હવે મજકુર એતેરાજ કે જે અસહાબો પર નાસવાનો છે, તે કુરઆને મજીદની આયતથી ટકી શકતો નથી. હુનેનની લડાઇના દીવસે અસહાબ શરૂઆતમાં તો બેશક નાહસી ગયા હતા પણ જ્યારે હઝરત અબ્બાસે અવાજ કર્યો કે "યા એબાદલ્લાહ હાઝા રસુલુલ્લાહ." યાને અય ખુદના બંદાઓ આ ખુદાના રસુલ છે, ત્યારે અસહાબો, એ અવાજ સાંભળતાંજ પાછા આવ્યા અને લડાઇ માટે તુટી પડયા અને બહુજ સખત લડાઈ થઇ અને તેમની તોબાહ કબુલ થઇ અને તેઓ હર તરેહથી ખુદાના દીનના મદદગાર હતા. એ માટે ખુદા તઆલાએ પોતાના વાયદા "વલયન સુરન્નલ્લાહો મેં યનસોરોહુ" (સી. ૧૭ રૂ. ૧૩) યાને અલબત ખુદા મદદ કરે છે તેની, જે મદદ કરે છે અલ્લાહના દીનની; તે માફક તેમની મદદ કરી અને તેમના માટે ગેબી મદદ યાને ફીરીશ્તાઓ મોકલ્યા અને તસલ્લી આપવા માટે તેઓને ખુશખબરી આપવા આયત ઉતરી, કે જે ખરા ઇમાનવાળાઓ માટે ખાસ કરીને છે. જેમકે ખુદા તઆલા ફરમાવે છે "લકદ નસરકોમુલ્લાહો ફી મવાતેના કસીરતીંવ વયૌમા હુનૈનીન" (સી. ૧૦ રૂ. ૧૦)

યાને અય, મુસલમાનો! ખુદા તઆલાએ ઘણી લડાઇ-ઓમાં ખાસ કરીને હુનૈનની લઢાઇમાં તમારી મદદ કરી છે. ફરી ખુદા તઆલા ફરમાવે છે "સુમ્મા અન ઝલલ્લાહો સકીનતહુ અલા રસુલેહી વ અલલ મોઅ-મેનીન." (સી. ૧૦ રૂ. ૧૦) યાને ફરી ખુદા તઆલાએ પોતાના પયગમ્બર સલ. અને તે મુસલમાનો ઉપર પણ પોતાના તરફથી શાન્તિ અને તસલ્લી નાઝીલ ફરમાવી, જેઓએ હઝરત અબ્બાસનો આવાઝ સાંભળ-તાંજ પાછા આવી, ખોએલું પાછું મેળવવા માટે સખત લઢાઇ કીધી. ફરી ખુદા તઆલા ફરમાવે છે કે "વ અનઝલા જુનુદલ્લમ તરવહા." (સી. ૧૦ રૂ. ૧૦) યાને અય * સહાબો, ખુદા તઆલાએ તમારી મદદના માટે ફીરીશ્તાઓના લશકરને મોકલ્યું જેને તમો પો-તાની આંખોથી જોતા હતા. "વઅઝ ઝબલ લઝીન કફરૂ." (સી. ૧૦ રૂ. ૧૦) અને કુફફારોને સજા કરી યાને તેઓને હાર આપી. એ મારા દોસ્ત! જરા ખયાલ કરો કે જે લોકોને ખુદાની મદદ આટલી બધી મળે અને જ્યારે જરા પણ તેઓ નાઉમેદ થાય છે ત્યારે તેઓની મદદ માટે ફીરીશ્તા આવે અને ખુદા તરફથી તેમના પર તસલ્લી નાઝીલ થાય, ત્યારે શું

મુસલમાનોનું આવુંજ કામ છે કે રહેમત અને છુટકારાની બધી આયતોને બાજુએ મુકી દઇ તેને તાઅના અને મલામતનું નીશાન બનાવે ! ખુદા તઆલા તેવા શેતાનના ફરેબથી બચાવે.

---

ઓ મારા દોસ્તો ! અને અગર શેતાન તમારા પાસે આવી એવો ફરેબ આપે કે કદાચ તેઓ મુનાફિક હોય, કેમકે એ વખતમાં મુનાફિક પણ મોજુદ હતા અને મુનાફિકોનું બ્યાન કુરાને મજીદમાં ઘણા ઠેકાણે આવ્યું છે.

ત્યારે તેનો જવાબ એમ આપો કે બેશક તે વખતમાં મુનાફિક મોજુદ હતા પણ તે જમાનામાં મુનાફિક તે લોક હત કે જે મદીનાની આજુબાજુ જંગલમાં રહેવાવાળા અથવા થોડાક મદીનાના અંદર રહેનાર શખ્સો હતા અને મક્કાવાળા એટલે મોહાજેરીન અને અનસારમાંથી કે જેમનું ઇમાન અને મદદ કુરઆની નસ ( ખુલ્લા હુકમ ) થી સાબીત છે. તેમાંથી કોઇ મુનાફીક હતા નહિ. જેમકે ખુદા તઆલા ફરમાવે છે કે "વમીમ મન હોલકુમ મીનલ આઅરાબે મુનાફેકુન." (સી. ૧૧ રૂ. ૨) યાને અય મ-

દીનાવાળા, જેઓ તમારી આસપાસ જંગલમાં રહે છે તેઓમાંથી કેટલાક મુનાફિક છે. "વમીન અહલીલ મદીનતે મરદુ અલન નીફાકે લાતાઅ્લમોહુમ નહનો નાઅ્લમોહુમ." (સી. ૧૧ રૂ. ૨) કેટલાક મદીનાવાળાઓને ડોઘલાપણુની આદત પડી ગઇ છે. અય હમારા પેગમ્બર તમો તેમને નથી ઓળખતા કેમકે તમો ગૈબના જાણુવાવાળા નથી પણુ હમો તેઓને ઓળખીયે છીએ. ફરી ખુદા તઆલા તેમને જુદા કરી ફરમાવે છે "માકાનલ્લાહો લેયઝરલ મોઅ્મેનીન અલા મા અનતુમ અલૈહે હત્તા યમીઝલ ખબીસા મીનત્ તૈયેબે." (સી. ૪ રૂ. ૯) ખુદા તઆલાને કહી મુનાસીબ નથી કે મુસલમાનોને એવીજ હાલત પર મુકી રાખે કે જેવી હાલતમાં તમો છો. યાને મુસલમાન અને મુનાફીક બધા એમજ સેળભેળ નહિ રહેશે બલકે ખુદા, પલીદ અને નાપાક ટોળાને પાક અને નેક ટોળાથી યાને મુસલમાનોથી જુદા કરી નાખશે. બસ, ખુદા તાઅલાએ આ બન્ને ટોળામાં ફરક કર્યો અને રસુલુલ્લાહ સલ. ને તેમના હાલથી જાણીતા કરી દીધા અને હ૦ રસુલુલ્લાહે, હઝરત હુજેફા બીન યમાન રદી. કે જે એક ઇઝ્ઝતવાળા સહાબી છે, તે-

ઓને જાણીતા કર્યા. પરંતુ બીજા લોકો ઉપર એટલા: માટે જાહેર ન કીધું કે તે મુનાફીકોની ઓલ્લાદો જે સચ્ચાઇથી ઇમાન લાવી પકકા મુસલમાન થયા હતા, તેઓ લોકોની નજરોમાં પોતાના બાપના નીફાકના લીધે ઝલીલ અને રૂસવા ન થાય. આ છતાં પણ ઘણા મુનાફીકો ડોઘલાપણાની નીશાનીઓના સબબથી બદનામ થયા અને બધા લોકોએ તેમને જાણી લીધા. પણ ખુદા તઆલાએ કુરઆન શરીફમાં એવી રીતે તેમની બુરાઇઓ જાહેર કરી અને તેમના બારામાં અજાબના સખ્ત વાયદા બ્યાન કર્યા કે જેનાથી તેમનું મુનાફીક થવું બહુ સારી રીતે સાબીત થયું અને જે સહાબો માટે સુન્નીઓ સારો એતેકાદ ધરાવે છે, તેમાંથી કોઇ મુનાફીક નહોતા. જેવી રીતે કે ખુદા તઆલા મુનાફીકોના બારામાં ફરમાવે છે. “ ફઇંયતુબુ યકો ખૈરલ લહુમ ” (સી. ૧૦ રૂ. ૧૬) યાને અગર મુનાફીક પોતાના નીફાક (ડોઘલાપણાથી) તોબા કરે તો તેમના હકમાં બહુ સારૂં છે. “ વઇંયતવલ્લવ યોઅઝ્ઝીબ હોમુલ્લાહો અઝાબન અલીમન ફીદ્દુન્યા વલ આખેરતે ” (સી. ૧૦ રૂ. ૧૬) યાને જો તેઓ તોબાથી મોઢું ફેરવે અને પોતાના નીફાક પર

કદમ જમાવી રાખે તો ખુદા તઆલા તેમને દુન્યા અને આખરતમાં સખત અજાબ કરશે. "વમા લહુમ ફીલ અરદે મીંવ વલીયું વલા નસીર" (સી. ૧૦ રૂ. ૧૬) યાને તેમનો જમીંપર ન તો કોઇ હીમાયતી હશે ન મદદગાર હશે. એટલે કે જમીનમાં કોઇ તેની હીમાયત નહીં કરે. પરંતુ અહીં તો ખુદા તઆલા મહાજરીનના હકમાં આ બુરાઇના બરખીલાફ ખુલ્લી તારીફ બ્યાન કરે છે અને તેમને મદદનો વાયદો આપે છે કે જેવી રીતે આગલી આયતમાં મહાજરીનના માટે અમો આ આયત શરીફ બતાવી ગયા છીએ. "વઇન્નલ્લાહા અલ્લા નસરેહીમ લકદીર" [સી. ૧૭ રૂ. ૧૩] ખુદા તઆલા મુહાજેરીનની હીમાયત અને પુરેપુરી મદદ કરવા શક્તિવાન છે. યાને તેમની મદદ કરશે અને આ આયતમાં પણ તેજ મુહાજેરીનનો જીક્ર છે. "વલયન સોરન્નલ્લાહો મૈંયનસોરોહુ." [સી. ૧૭ રૂ. ૧૩] યાને જે શખ્સ ખુદા તઆલાની મદદ કરે છે, તેને ખુદા તઆલા જરૂર મદદ કરશે અને તેમાં જરા પણ શક નથી કે ખુદા તઆલાએ તે તમામ અસહાબોની, જે રસુલે ખુદા સલ. ના બાદ બાકી રહ્યા અને ખાસ કરીને ખુલફાએ

શેદ્દીનની મદદ કરી, તેઓએ હજારો મુશરેક અને મુરતદોને કત્લ કર્યા. કૈસર અને કસરાના મુલક ઉલટ પલટ કરી નાખ્યા, અને તમામ અસહાબોએ ખુલફા· એ રાશેદીનની મદદ કરી. તો હવે જણાઈ ગયું કે હ, અબુબકર, હ૦ ઉમર અને હ૦ ઉસમાન [ રદી૦ ] એ ત્રણે ખલીફાઓ મુહાજેરીન ફીસબીલીલ્લાહમાંથી છે. કેમકે ખુદા તઆલાએ મુહાજેરીનોને જે મદદ આપવાનો વાયદો કર્યો હતો તે તેમના હકમાં બહુજ સારી રીતે પુરો કર્યો અને વળી એ પણ સાબીત થયું કે બીજા અસહાબો પણ ખુદાના દીનના પુરેપુરા મદદગાર હતા કેમકે અગર તેઓ મુનાફીક હોત તો કોઇપણ તેમનો હાથ પકડત નહિ અને દુન્યામાં કોઇ તેમનો યાર કે મદદગાર થાત નહિં. તે સાથે આ પણ જાહેર થઈ ગયું કે કુરઆનના મુનકીર, જેઓ એમ કહે છે કે રસુલે ખુદા સલ. ની વફાતના બાદ હઝરત અલી રદી. એ ખીલાફતનો દાવો કર્યો અને મુહાજેરીન અને અનસારના ઘરે જઇ પોતાન. હકના પુરાવા માટે ફર્યા કીધું, પણ અસહાબોમાંથી કોઇએ તેમની તરફદારી ન કરી અને તેમને મદદ ન આપી; તેમનું આ કહેવું બીલકુલ જુઠું છે અને

આ આયતથી ખુલ્લી રીતે ઇનકાર કરવા જેવું છે. કેમકે આ આયતમાં ખુદા તઆલાએ મુહાજેરીનની મદદનો વાયદો કર્યો છે અને આમાં જરાપણ શક નથી કે હઝરત અલી ર૦ પહેલા મુહાજેરીનના સરદાર હતા અને જ્યારે આવી રીતે છે તો આ બનવા જોગ નથી કે કોઇ આપણી મદદ ન કરે. ત્યારે જાણી લીધું કે જે લોકો હઝરત અલી ર૦ ના માટે આવી રીતે કહે છે કે તેમની કોઇએ મદદ ન કરી તેવું કહેનારા ખુલમ-ખુલ્લા હઝરત અલી ર૦ના દુશ્મન છે. કેમકે આપના હકમાં મુનાફીકોની આયત પઢે છે, અને કહે છે. "વમા લહુમ ફીલ અરદેમીંવ વલીયુંવ વલાનસીર." [ સી. ૧૦ રૂ. ૧૬ ] મુનાફીકોનો જમીનપર નતો કોઇ હીમાયતી રહેશે અને મદદગાર. આ આયતો જોવાથી સાફ જાહેર થઈ ગયું કે અગર હઝરત અલી ર૦ ના કોઈ દોસ્ત છે તો સુન્નીઓજ છે કેમકે તેઓ હઝરત અલી [રદી૦] ને મુનાફીક કહેતા નથી. બલકે આ વાત કબુલ કરે છે કે અગર આપ ખીલાફત મેળવવા માટે ઉભા થતે અને એનો ઈરાદો રાખત અથવા રસુલે ખુદા સલ. થી પોતાના માટે કોઇ શબ્દો સાંભળત તો બેશક આપનો હક સાબીત થઇ જાત, ને તમામ અસહાબ

આપની મદદ માટે તૈયાર થઇ જાત, જેવી રીતે કે મુહાજેરીનના બારામાં જાહીર થયું. ત્યારે સાબીત થયું કે હઝરત અલી ર૦ એ હઝરત અબાબકર સીદ્દીકની ખીલાફતને બરહક સમજી આપનાથી બેત કરી અને હંમેશા આપના મદદગાર રહ્યા.



અઝીજે મન! ઉપર લખેલી હકીકત તો જોઇ લીધી. હવે આ પણ સાંભળી લ્યો કે ખુદાતઆલા મુનફેકોની ફજેતી અને રૂસવાઇના બારામાં શું ફરમાવે છે? ખુદાતઆલા ફરમાવે છે. "લઇલ્લમ યનતહીલ મુનાફેકુન વલલઝીન ફી કોલુબેહીમ મરદું વલ મુરજેફુના ફીલ મદીનતે લનુગરીયન્નકા બેહીમ સુમ્મા લા યુજાવેરૂનકા ફીહા ઇલ્લા કલીલમ મલઉનીન. [સી. ૨૨ રૂ. ૫] યાને કે અગર મુનાફીક અને તે લોકો જેના દીલોમાં ઇમાનની કમજોરી વીગેરેની બીમારી છે, અને મદીનામાં ઇસલામી લશકરમાં અફવાઓ અને ખોટી ખબરો ફેલાવનારાઓ પોતાના કામોથી દુર ન રહ્યા તો અય પયગમ્બર, અમે તેમના ઉપર તમોને ગાલીબ કરીશું અને તે તમારા પડોસીઓમાં ઘણીજ થોડી મુદત રહેશે યાને તેઓને

મદીના શહેરથી બહુજ જલદી ઝલીલ અને ખ્વાર કરી કાઢી મુકવામાં આવશે. "અયનમા સોકેફુ ઓખેઝુ વકુત્તેલુ તકતીલા." [સી. ૨૨ રૂ. ૫] યાને તે મુનાફીક લોકો કોઇ પણ જગ્યાએ મળશે ત્યાંથી ગીરફ્તાર કરવામાં આવશે, અને બહુજ બેઈજતીના મોતે માર્યા જશે. આ આયતથી સાબીત થયું કે જે લોકોએ નીફાક [ડોઘલાપણા]થી તોબા કરી ન હતી, તેમનામાંથી એક પણ માણુસ મદીનામાં બાકી રહેવા પામ્યો નહિ, બલકે તે સઘળા તબાહ અને બરબાદ થઇ ગયા, અને મુસલમાનોના હાથથી મારી નાખવામાં આવ્યા. તેનાથી જણાયું કે રસુલે ખુદા સલ. ની વફાત બાદ જે અસહાબ મદીનામાં બાકી રહ્યા તે સઘળાઓ ખુદાના દીનના મદદગાર હતા અને હકને ચાહવાવાળા અને સાચ્ચા મુસલમાન હતા અને જ્યારે આ હકીકત છે તો, જે વાતપર તે લોકોએ ઇત્તેફાક કર્યો, જરૂર તે વાત બીલકુલ હકપર હતી નહી કે જુલમ અને ઝલાલતપર.

અય મારા દોસ્ત! જ્યારે આપ મુનાફેકોની ખોટી વાતોનો અંજામ જાણી ગયા ત્યારે હવે તેનાથી ઉલટું મુહાજેરીનની થોડીક તારીફ પણ સાંભળી લ્યો. ખુદા

તઆલા ફરમાવે છે. "વલલઝીન હાજરૂ ફીલ્લાહે મી-
મબાઅદેમા ઝોલેમુ લનોબ૦વેઅન્નહુમ ફીદ્ દુન્યા
હસનતન. [સી. ૧૪ રૂ ૧૨] યાને જે લોકોએ એના
બાદ કે જ્યારે મક્કાના કુફ્ફારોએ તેમનાપર જુલ્મ
કર્યો, ત્યારે ખુદા તઆલાના રસ્તામાં હીજરત કરી.
અમો દુન્યામાં તેમને એક ખુબીવાળા શહેર યાને
મદીના તૈયબામાં જગ્યા આપશું. "વલ અજરૂલ આ-
ખેરતે અકબર" [સી. ૧૪ રૂ. ૧૨] અને આખરતનો
સવાબ તો એનાથી ઘણોજ વધારે છે. અગર કોઈ શ-
ખ્સ કુરઆનપર પુરી રીતે ઇમાન રાખતો હોય, તો
તેના તમામ શૈતાની ખ્યાલો દુર કરવાને માટે ફક્ત
આ એકજ આયત પુરતી છે. કેમકે આ આયતમાં
મુહાજેરીનથી ખુદા તઆલાએ બે વાયદા કર્યા છે. એક
દુન્યાના માટે અને બીજો આખેરતના માટે. આમાં
જરા પણ શક નથી કે દુન્યાનો વાયદો પુરો
થઈ ચુકયો અને તમામ અસહાબોને મદીનામાં જગ્યા
મળી અને ખચીત તે ત્રણે ખલીફા જેઓ પોતાની
જીંદગીના જમાનામાં પણ ત્યાંજ રહ્યા અને વફાતના
બાદ પણ ત્યાંજ દફન થયા. જેવી રીતે કે હઝરત
અબુબકર સીદદીક અને હઝરત ઉમર ર૦ તો જનાબ હ-

ઝરત રસુલે ખુદા સલ. ના રોઝા મુબારીકમાંજ દફન થયા અને હઝરત ઉસમાન રદી. જન્નતુલ બકીયામાં દફન થયા. અગર આ અસહાબો મુનાફીક [ ખુદાની પંનાહ ] હોય તો આ આયતથી કે જે અમો હમણાંજ મુનાફીકોના જીકરમાં બયાન કરી આવ્યા છીએ, ખુદા તઆલા પોતાના હબીબે પાક અલે. ને તેમનાપર ગાલીબ કરત અને તેઓને મદીના શરીફથી કાઢી મુકવામાં આવત, યાતો કેદ કરી બહુજ બદનામીના સાથે કત્લ કરવામાં આવત. ઈમામત અને ખીલાફત તો બાજુએ રહીં પણ કોઇ તેમની વાત પણ સાંભળવાને ખુશી ન રહેત. બસ, હવે આ હકીકત સુર્યની રોશની પેઠે જાહેર થઇ ગઇ કે આ મુહાજેરીન અસહાબ ખુદાની રાહમાં ફીદા થવાવાળા અને ખચીત જન્નતી છે અને બીજા વાયદાની રૂએ આખેરતમાં તેમને જે સવાબ અને અજર થશે, તે બહુ મોટો છે. એજ અંદાજપર જે બીજા અસહાબો રસુલે ખુદા સલ. ની વફાતના બાદ મદીનામાં બાકી રહી ગયા હતા, તેઓ બધા ખુદાના દીનના મદદગાર અને પાકા ઇમાનવાળા હતા અને કુરઆનની આયતથી સાબીત થાય છે કે તેમના ખ્યાલમાં પણ બીલકુલ નીફાક નહતો. હવે જ્યારે

એમ છે તો એટલું તો જરૂર કે જે વાતપર તેઓએ રસુલે ખુદા સલ. ના બાદ ઇત્તેફાક કર્યો તે પણ બીલકુલ હીદાયતનો રસ્તો હતો. ઇમાનવાળાનું કામ નથી કે એ આ તમામ કુરઆનના ખુલ્લા હુકમો હોવા છતાં, એ અસહાબોમાંથી કોઈ એકપર એઅતેરાજ અને બદગુમાની કરે. વળી આ તમામ જવાબો સાંભળી લેવાના બાદ પણ શૈતાન તમારા પાસે આવે અને આવી રીતે વસવસો નાખવા માગે, કે રસુલે ખુદા સલ. ની વફાતના બાદ કદાચ ત્રણ ખલીફાઓથી તેમની ખીલાફતના જમાનામાં કંઇને કંઇ શરીયતના વીરૂધ જાહેર થયું હશે, કે જેથી શીઆ લોકો ધોકા અને વહેમમાં પડી ગયા. ત્યારે આપ તેને આવી રીતે જવાબ આપો કે, અય ઈબલીસ લઇન! તું જુઠો છે. તેઓએ શરીઅતના વીરૂધ કોઇ કામ કર્યું નથી બલકે તેઓએ પોતાની ખીલાફતના જમાનામાં જે કાંઇ કર્યું તે ફક્ત શરીયતના હુકમને જારી કરવા માટે કર્યું. હઠધર્મી અને ફીસાદની બીનાપર તેઓએ કદી કોઇ કામ કર્યું નથી. જેમકે અગાઉની આયતમાં લડાઇનો હુકમ બયાન કરી આવ્યા છીએ. મુહાજેરીનની તારીફમાં ફરમાવે છે. " અલલઝીન ઇમ મક્કન્નાહુમ ફી-

.લઅરદે અકામુસ્સલાતા વઆતવુઝ્ઝકાતા વ અમરૂ બીલ માઅરૂફે વ નહવ અનીલ મુનકરે." [સી. ૧૭ ર. ૧૩] યાને મુહાજેરીનની સીફ્ત અને હાલત આ છે કે અગર અમો, તેમને જમીનમાં પુરી તાકત અને કામીલ મજબુતી આપીશું તો તેઓ નમાજ પઢશે અને જકાત આપતા રહેશે અને લોકોને શરીઅતનો હુકમ કરી તેમને શરીઅતના વીરૂધ વાતોથી રોકતા રહેશે. જ્યારે ખુદા તઆલા આવી રીતે ફરમાવે છે તો અક્કલના નજદીક આ વાત માનવા જેવી નથી કે ત્રણ ખલીફાઓની પુરી તાકતના જમાનામાં તેમનાથી જુલમ અને ફીસાદ જાહેર થયો! હવે સાબીત થયું કે તેમના ઉપર જુલમનું તોહમત મેલવું આ આયતને ખુલ્લમ ખુલ્લા ઇનકાર કરવા જેવું છે. [ખુદા અમોને આવી વાતોથી બચાવે.)



અય મારા ભાઇ! ફરી પણ કોઇ શખ્સ આવો ફરેબ આપે કે કુરઆને શરીફમાં આયત છે. "યા ઐયોહલ્લઝીન આમનુ મૈંયરતદ્દા મીનકુમ અનદીને-હી ફસૌફ યાતીયલ્લાહો બે કૌમીય્યોહીબ્બોહુમ વ યો-હીબ્બુનહુ અઝીલ્લતીન અલલ મોઅ્મેનીન અઇઝ્ઝતીન

અલલ કાફેરીન." [સી. ૬ રૂ. ૧૨] યાને અય ઇમાનવાળાઓ! અગર તમારામાંથી કોઇ શખ્સ પોતાના દીને ઇસલામથી મોઢું ફેરવી નાખે અને દીનથી ફરી જવાનું કરે તો ખુદા તઆલા એક એવું ટોળું લાવશે, યાને મુરતદોના સામે મુકાબલો કરવાને માટે એક એવું ટોળું ઉભું કરશે કે ખુદા તઆલા તેમને દોસ્ત રાખતો હશે અને તેઓ ખુદાને દોસ્ત રાખતા હશે. તે મુસલમાનોપર મહેરબાન થશે અને કાફીરો ઉપર બહુજ સખ્તીથી ગાલીબ થશે. "યુજાહેદુના ફીસબીલીલ્લાહે વલા યખાફુન લોમતા લાઇમ." [સી. ૬ રૂ. ૧૨] યાને મુરતદ લોકોથી ખુદાની રાહમાં જેહાદ કરશે અને કોઇ બુરાઇ કરવાવાળાની બુરાઇથી ડરશે નહિ. કેમકે ખુદા ન કરે ને અગર અસહાબોમાંથી કોઇ એક પણ દીનથી ફરી ગયા હોત તો બીજા કામીલ ઇમાનવાળા મુસલમાન તેની સાથે જરૂર જેહાદ કરત અને તેમને મારી નાખત. આમાં શક નથી કે ત્રણ ખલીફાઓના સાથે કોઇ પાકા ઇમાનવાળા મુસલમાને લડાઇ નથી કરી બલકે તેનાથી ઉલટુ હઝરત અલી અને અબુજર જેવા કામીલ ઇમાનવાળા મુસલમાનોએ તેમની પેરવી ઇખત્યાર કરી. હવે

સારી રીતે જાહીર થઇ ગયું કે આ અસહાબ કામીલ ઈમાનવાળા મુસલમાન અને ખચીત જન્નતી અને અલ્લાહની રાહપર હીજરત કરવાવાળા છે અને તેમની તારીફમાં બેશુમાર અને અગણીત આયતો કુરઆનમાં આવી છે અને "અ અદ્દલ્લાહોલહુમ જન્નાતીન તજરી મીન તહતેહલ અનહારો ખાલેદીના ફીહા" (સી. ૧૦ રૂ. ૧૭) (યાને ખુદા તઆલાએ તેમના માટે જન્નતો તૈયાર કરી રાખી છે કે જેના ઝાડો નીચે નહેરો જારી છે. એ તમામ મોહાજેરીનો અને અનસાર અને તેમની પેરવી કરવાવાળા બધા લોકો જન્નતમાં હમેશાં રહેશે.) આ તેમનાજ ગુણ અને તારીફ છે અને એ પણ જાહેર થઇ ગયું કે તમામ મોહાજેરીનો અને અનસાર બીલકુલ હકપર અને પુરા ઇમાનદાર હતા અને તેમનું હળીમળી સંપથી રહેવું, ખુદા તઆલાની દરગાહમાં કબુલ અને પસંદ થએલ છે. જ્યારે આવી હકીકત છે તો કોઈને તેમનાપર તાઅનો કરવો જાએઝ થશે નહિ. બલકે ઇમાનવાળાઓનું તો આ કામ છે કે, તેમના હકમાં રાત અને દીવસ મગફેરતની દુઆ કરતા રહે અને જે કોઇ દુઆએ ખેર કરવાના બદલે તેમના હ-

કમાં તાના કરે અને તમનાથી અદાવત અને કીનો રાખે તે બેશક કાફીર અને મુસલમાનોની જમાતથી ખારીજ છે. જેવી રીતે કે ખુદા તઆલાએ કુરઆને શરીફમાં મુસલમાનોને ત્રણ કીસમોમાં જુદા કરી નાખ્યા છે. એક કીસમ તો નીચેની આયતમાં બયાન થઇ છે કે "લીલ ફુકરાઈલ મુહાજેરીનલ લઝીના ઉખરેજુ મીન દીયારે હીમ વ અમવાલેહીમ યબતગુના ફઝલમ મીનલ્લાહે વ રીદવાન વ યન સોરૂનલ્લાહા વ રસુલહુ." (સી. ૨૮ રૂ. ૪) યાને ગનીમતનો માલ તે ફકીરો, મુહાજેરીનો માટે છે કે જેઓને પોતાના ઘરો અને પોતાની દોલતોથી અલગ કરી નાખવામાં આવ્યા. તેઓ ખુદાની બખ્શિસ અને ખુશી મેળવવા ઇચ્છતા હતા અને ખુદાના દીન અને તેના રસુલ સલ. ના મદદગાર હતા, યાને તેઓની હીજરત ખાસ ખુદા અને તેના રસુલ સલ. ની રઝામંદી અને ખુશનુદી મેળવવા અને ખુદાના દીનને મદદ અને ફતેહ આપવાને માટે હતી પણ કોઈ દુન્યવી લાલચને માટે નહતી. "ઉલાએકા હુમુસસાદેકુન" (સી. ૨૬ રૂ. ૧૪) યાને આ લોકોજ કોલ અને કામના બહુ સાચા છે.

બીજી કીસમ એ છે કે જેનો અહેવાલ ખુદા ત-

આલ્લા આ આયતમાં ફરમાવે છે. " વલ્લઝીના તબૌ-વઉદ્દહારા વલઇમાનામીન કબ્લેહીમ." [ સી. ૨૮ રૂ. ૪ ] યાને ગનીમતનો માલ તે લોકોના માટે છે જે મોહાજેરીનના હીજરત કરી આવવાના પહેલાંજ મ-દીના શરીફમાં જગા મેળવવાવાળા છે. " યોહીબ્બુન મન હાજરા ઈલૈહીમ " [સી. ૨૮ રૂ. ૪] યાને તેઓ હીજરત કરી આવનારાઓને દોસ્ત સમજે છે, એટલે મદીનાવાળાઓ હીજરત કરી આવનારા મોહાજેરીનો-થી દોસ્તી રાખે છે. " વલા યજેદુના ફી સોદુરેહીમ હાજતમ મીમ્માઉતુ." [સી. ૨૮ રૂ. ૪] અને આ લોકો પોતાના દીલોમાં તે ચીઝથી કોઇ તરાહનો હસદ અને ક્ગો રાખતા ન હતા, અને જે તેઓને આપવામાં આવે છે, યાને રસુલે ખુદા સલ. જે કંઇ મોહાજેરોને અતા ફરમાવે છે, આ લોકો તેને ખુશીના સાથે કબુલ કરી લેતા. " વયુસેરૂન અલા અનફોસેહીમ વ લવ કાના બેહીમ ખસાસા." [સી. ૨૮ રૂ. ૪] યાને અન-સાર પોતાના મતલબને બાજુએ મુકી મુહાજે-રીનને પોતાની જાત કરતાં વધારે પસંદ કરતા હતા. યાને અનસારોને માલની જરૂરત રહે છે પણ તે પોતાના મોટા દીલના સબબથી એવુંજ ચાહે છે કે

મોહાજેરીનોની ઉમેદો પુરી થાય અને તમામ માલ તેમનામાંજ વહેંચી અપાય. "વ મૈંયૂક શોહ્હા નફ્સેહી ફઉલાએકા હોમુલ મુફલેહુન." [સી. ૨૮ રૂ. ૪] અને જેને પોતાના મનની લાલચથી બચાવવામાં આવ્યા હતા તેજ ટોળું નજાત મેળવવાવાળું છે.

---

અય મારા દોસ્ત! આ આયતમાં ખુદા તઆલાએ અનસારોની તારીફ ફક્ત આ બીનાપર કરી છે કે મોહાજેરીનની મોહબ્બત તેમની રગેરગમાં પહોંચી ગઇ હતી અને તેઓ મોહાજેરીનની ખીદમતના માટે ખરા દીલથી તૈયાર હતા અને એજ સબબ છે કે ખુદા તઆલાએ નજાત અને છુટકારાના હકદાર તેમને બનાવ્યા છે. બસ, જે કોઇને પોતાની નજાત અને છુટકારો મેળવવો હોય, તેને લાજીમ છે કે અનસારની માફક મોહાજેરીનની મોહબ્બતને પોતાના દીલમાં રાખે અને તેમની અદાવત અને દુશ્મનીને દીલથી દુર કરીને તેમના હકમાં દુઆએ ખેર કરતો રહે કે જેથી તેનો સંબંધ ત્રીજી કીસમના મુસલમાનો સાથે થાય. જેવી રીતે કે ખુદા તઆલા ત્રીજા પ્રકારના મુસલમાનોનો જીકર કરે છે કે "વલ્લઝીન જાઉ મીમ બાઅ્દેહીમ

યકુલુન." [સી. ૨૮ રૂ. ૪] યાને ગનીમતનો માલ તે લોકોના માટે પણ છે કે જે મોહાજેરીન વ અનસારના બાદ આવ્યા અને જેમનો હરરોજનો આ વણીફો છે. " રબ્બનગફીરલના વલે ઇખવાનેનલ લજીન સબકુના બીલ ઇમાન " (સી-૨૮-રૂ-૪) યાને કે ખુદાતઆલા અમોને અને અમારા તે ભાઇઓને જે ઇમાન લાવવામાં અમારાથી પહેલા થઇ ગયા, પોતાની બખશીશના સાયા હેઠળ લઇ લે " વલા તજઅલ, ફીકોલુબેના ગીલ્લલલ્લીલ્ લજીન આમનુ." (સી-૨૯-રૂ-૪) અને અમારા દીલમાં તે લોકોની તરફથી જે ઇમાન લાવી ચુકયા છે, કીનો અને અદાવત ન નાખ અને તે લોક અસહાબોના હકમાં દુવાએ ખૈર કરીને કહે છે કે ખુદાતઆલા અમારા દીલોને અસહાબોના બુગઝ અને કીનાથી પાક કરી નાખ. " રબ્બના ઈન્નકા રઉફુર રહીમ. " (સી-૨૮-રૂ-૪) યાને ખુદાવંદ તઆલા તુ બેશક અમારા પર મહેરબાન અને રહમ કરવાવાળો છે. અમારી આ દુવાને કબુલ કરી લે. બસ, આ આયતથી બહુજ સારી રીતે સાબીત થયું કે મુસલમાનોને અસહાબોના હકમાં દુવાએ ખૈર કરવી અને તેમની અદાવત અને દુશમની દીલથી

કાઢી નાખવી અને તેમના માટે કોઇ તરેહથી પણ જબાંદરાજી નહી કરવી જોઇયે. જેથી કે તેમનો હશર બહેલે ઇસલામનાજ ટોળામાં થાય નહીંતો મુસલમાનોનાં ત્રણે ટોળાંથી ખારીજ (બહાર) થઇ જશે.

---

બસ, સુન્નત જમાતનો મજહબી બીનાનો ખુલાસો આ છે અને ખુદાનો શુકર છે કે આ બીના એવી મજબુત અને મુસતકીમ છે કે અગર તમામ જીન અને ઇનિસાન એકઠા થઇને આ બીનાને ઉખાડવા માંગે તો ઉખાડવું તો બાજુએ રહ્યું, પણ હલાવી શકશે નહી. કેમકે આ બીનાને હલાવવું તે વખતે થઇ શકશે કે જેવી રીતે સુન્નીયોએ હજરત રસુલે ખુદા, સલ.ના અસહાબ યાને મહાજેરીન વ અનસાર અને બીજા અસહાબોના ઈમાનની સાબીતીમાં ખુલ્લી આયતો કાયમ કરેલી છે અને શૈતાની વસવસાને એવા તરીકા પર રદ કરેલ છે, કે તે બીલકુલ ઉડતી ધુળની માફક છીનભીન થઇ ગયો છે અને તેનો કોઇ અસર બાકી રહી નથી. એવીજ રીતે અગર વીરૂદ્ધવાળા શીઆ પણ પોતાના દાવામાં સાચા હોય તો, તે મજબુત અને મુસતકીમ આયતો કે જેમાં હેરફેર

કરવાની જરા પણ ગુંજાયશ ન હોય તેવી આયતોથી તમામ મહાજેરીનોને કુફ્ર વ નીફાકના સબુતમાં કાયમ કરે, ત્યાર પછી કીતાબી અને ઇલમી સવાલ જવાબોને કામમાં લાવે, નહીતો ખાલી બકબકાટ કરવો અને કુરાનની ખુલ્લી આયતોના મુનકીર થવું પોતાના માટે દોજખની આગ ખરીદવા અને ત્રીજી કીસમના મુસલમાનોથી ખારીજ થવા સમાન છે. હવે આ તો ખાત્રીપૂર્વક છે કે કુરઆન શરીફમાં મહાજેરીન વ અનસારને મુનાફીક અને કાફીર બતાવનાર કોઈ પણ આયત છેજ નહીં. ભલા જે લોકોની તારીફો અને સીફતો ખુદા તઆલાએ દરેક ઠેકાણે કરેલી છે અને જેના ઈમાન અને પરેજગારીએ જેહાદ અને નમાઝ વીગેરેનો ઠેકઠેકાણે જીકર કરેલો હોય, અને જેઓને " વકુલ્લૌ વઅ્દલ્લાહુલ, હુસના " [ સી-૫ ૨-૧૦ ] યાને હરેકથી વાયદો ભલાઇનો ખુદા તઆલાએ કર્યો છે. એનો વાયદો આપેલો હોય અને હંમેશા જન્નતમાં રહેવાની ગવાહી આપેલી હોય અને હંમેશા ન્યામતોમાં રહેવાની ખુશખબરી સંભળાવવામાં આવી હોય, તો પછી ખુદાતઆલા તેઓને કેવી રીતે કાફીર વ મુનાફીક કહેવા લાગે ! ( ખુદા બચાવે કુફ્ર વ

ખીલાફથી ) હવે જાણી શકાયું કે મુનાફીકોના મજહબની જડ કુરઆનની આયતો પર નથી, બલકે તેમના મજહબની બીના ખોટા કીસ્સાઓ, કલપીત વીચારો અને વહેમી ખ્યાલો પર છે અને કુરઆન શરીફ તે કીસ્સાઓને ખોટા અને બાતીલ કરવાવાળું અને તે ખ્યાલોને દુનીઆંથી નાબુદ કરવાવાળું છે. જ્યારે આ હકીકત છે તો સાબીત થઇ ગયું કે તેમનો મજહબ અહલે બેતના મઝહબના માફક નથી કેમકે અહલેબેતનો મઝહબ કુરઆન ખીલાફ થઈ શકતો નથી. તેથી એ પણ જણાયું કે અહલેબેતનો મઝહબ સુન્નીઓના મઝહબના બરાબર છે, જે બીલકુલ કુરઆન શરીફની માફક છે.

---

ભાઈ સાહેબ ! અગર હવે પણ કોઇ વસવસો બાકી રહ્યો હોય તો સાંભળો કે હ૦ ઇમામ જૈનુલ આબેદીન અલી ઈબને હુસૈન રદી. સહીફએ કામેલામાં જે શીઆઓની નજીક ઘણીજ મોતેબર હોવાના સાથે ચાલુ છે અને તેના પર શીયાઓ અમલ કરે છે. તેમાં હ૦ જૈનુલ આબેદીન ( અલૈ૦ ) શું ફરમાવે છે. “ અલ્લાહુમ્મા વ અતબા ઉર રોસોલે વ મુસદદેકુહુમ મીન

અહલીલ અરદે બીલ ગયબે ઇન્હા મોઆરજતે હીલ મોઆનેદીના લહુમ બીતૂતકઝીબે વલ ઇશતીયાકે ઇલલ મુરસલીના કમાફદ્દલતહુમ બે હકાએકીલ ઇ-માને ફી કુલ્લે દહરીંવ વ જમાનીન અરસલતા ફીહે રસુલોં વ અકમતા લે અહલેહી દલીલમ મીલૂલદુન આદમા ઇલા મોહમમદીન સલ૦ મીન અઈમમતીલ-હુદા વ કાદતે અહલીતૂ તુકા અલા જમીએહેમુસ્ સ-લામો ફજકુરહુમ મીનક, બે મગફેરતીંવ વ રીદવાન.” ઉપલી ઇબારતની મતલબ એ છે કે. ખુદાવંદા, તમામ પેગમ્બરોના અસહાબો કે જેઓ કાફીરોના જુઠ માનવા વખતે પોતાના નબીઓપર ઇમાન લાવ્યા અને તેઓની સચ્ચાઈ બયાન કરી, તેઓને બખશીસ અને રજામંદી-થી યાદ કર અને જય.રે કે જનાબ રસુલે ખુદા સલ. ના અસહાબ, તમામ પેગમ્બરોના અસહાબોપર ફઝી-લત રાખે છે, યાને જેવી રીતે હજરત મોહમ્મદ સલ. નબીયોના સરદાર છે તેવી રીતે, આપના અસહાબો પણ તમામ પેગમ્બરોના અસહાબોના સરદાર છે. તે કારણુસર ઇમામ જૈનુલ આબેદીન તેમના હકમાં ખાસ કરીને દુઆ ફરમાવે છે કે, “ અલ્લાહુમ્મા વ અસ-હાબા મોહમ્મદીન સલ. ખાસ્સતન ” યાને ખુદાવંદા,

મોહમ્મદ સલ. ના અસહાબોપર ખાસ કરીને નવાજીશ-કર અને તેમને પોતાની મગફેરત અને ખુશનુદીના સાથે યાદ કર. તેના બાદ અસહાબોની તારીફની જગ્યા-પર આપ ફરમાવે છે કે " વલ્લજીના આહુસનુરસહા-બતા. " યાને કે ખુદાવંદા, તે લોકોને પણ મગફેરત અને ખુશનુદીના સાથે યાદ કર, જેઓએ રસુલેખુદા સલ. ની મહોબ્બતથી બહુ સારો ફાયદો હાંસીલ કર્યો અને નેક સોહબત રાખી. " વલ્લજીના અબલઉલ બલા અલહસના ફી નસરેહી." યાને વળી અય ખુદાવંદા, તે લોકોને પણ મગફેરત ને રજામંદીના સાથે યાદ કર કે, જેઓએ રસુલે ખુદા સલ. ની હીમાયતમાં નેકીના સાથે તાબેદારી કરી. " વકનફુહો. " યાને આપને પો-તાના વચમાં લઈ લીધા અને દુશમનોથી આપની હી-ફાજત કરી. " અસરઉ ઇલા વફાદતેહી વસાબકુ ઇલા દાઅવતેહી. " યાને જેઓ તેમની ખીદમતમાં હાજર થવામાં પહેલા થઇ ગયા. " વસતજાબુ લહુ હેસો અસમઆહુમ હુજજતા રેસાલતેહી. " યાને જેઓએ રસુલે ખુદા સલ. ની દાઅવત દીલોજાનથી કબુલ કરી. જ્યારે આપે પોતાની રીસાલતની દલીલો યાને કુર-આન મજીદના હુકમો તેમને સંભળાવ્યા. " વફારકુલ

અઝવાજા વલ ઔલાદ ફીઇઝહારે કલેમતેહી." યાને જેઓએ આપનો દીનનો કલમો જાહેર કરવામાં પોતાની બીબીયો અને ઔલાદને છોડી દીધી. યાને ખુદાની ખુશનુદી અને ઇસલામને જાહેર કરવાની ગરજથી હીજરત કરી, ન કે દુન્યાની લાલચ વીગેરેના સબબથી. "વકાતલુલ આબાઅ વલ અબનાઅ ફી તસબીતે નુબુવતેહી વનતસરૂએહી." અને જે લોકોએ આપની નબુવતને મજબુત બનાવવાની ગરજથી પોતાના બાપ અને બેટાની સાથે મુકાબલો કર્યો અને રસુલે ખુદા સલ. ની ખીદમત કરવા તથા આપની મદદ કરવાના સબબથી કુફારપર ગાલીબ આવ્યા. પછી જે શખસને અકલે દીનનો કઇપણ હીસ્સો હાંસીલ થયો હોય તેનાથી છુપું નથી રહી શકતું કે ઉપર લખેલી બધી તારીફ અસહાબ, મોહાજેરીનો અને અનસારમાં મળી આવે છે. કેમકે આ અસહાબોએ ખુદાના દીનની મદદ અને હીમાયતમાં બીલકુલ પાછા રહ્યા નહી તેઓએ પોતાના બાપ અને ભાઇઓની ખુનરેજી કરીને ઈસલામને મજબુત કર્યો. દરેક લડાઇમાં હાજર રહ્યા. દીનના દુશમનો ઉપર જાહેર રીતે ફતેહ હાંસીલ કરી. ફક્ત જાબીર અબુજર રદી. વીગેરે કેટલાક આદમી

યોએ બધી લડાઇઓને ફતેહ કરી, તમામ કુફારોને મારીને ગલબો હાસીલ નથી કર્યો. બદરની લડાઈમાં ત્રણસોતેર, ઓહદની લડાઇમાં એક હઝાર, હુનેનની લડાઈમાં બાર હજાર, તબુકની લડાઇમાં ત્રીસ હજાર અને એવીજ રીતે બીજી ઘણી લડાઇઓમાં હજારો અસ-હાબો હાજર થતા અને ખુદાના દીનની મદદ અને હીમાયત કરતા હતા અને ખુદા તઆલા તરફથી તે-ઓને ફતેહ અને કુંવતની બખશીસ વતી હતી. હવે સાબીત થયું કે ઇમામ જૈનુલ આબેદીન (અલે.) ના મજહબના પ્રમાણે તમામ અસહાબ મગફુર અને જન્નતી તેમજ હરેક રીતે સના અને તારીફને લાયક છે અને જયારે ઇમામ જૈનુલ આબેદીન અલે. નો આ કોલ છે તો તેનાથી સાબીત થયું કે શીયાઓના મજહબની જડ કે જે તેઓ અસહાબોની ગણતરીમાં ફરક કરી ફક્ત થોડાકોનેજ અસહાબ ગણે છે, તે બી-લકુલ ઉખડી ગઈ. હવે જાહીર થઈ ગયું કે શીયાઓ અસહાબોની ગણતરી જેવી રીતે દેખાડે છે તે અહલે બેતનો કોલ નથી. બલકે તે એક શૈયતાની ફરેબ છે. જેનાથી બચવા માટે ખુદા તઆલાથી પનાહ માંગવી જોઇએ. ઉપરાંત ઇમામ જૈનુલ આબેદીન અલે. ફરમાવે

છે કે "વ મન કાનુ મુનતંવીના અલા મોહુબ્બતેહી." યાને ખુદાવંદા, તે લોકોને પણ મગફેરત અને ખુશનુદીથી યાદ કર કે જે રસુલે ખુદા સલ. ની મહોબતમાં ગરદીદા યાને આપના આશીક અને ચાહવાવાળા હતા. "વરઝુન તીજારતલ લનતબુરાફી મવદ્દતેહી." યાને તે આપની મહોબતમાં એ નફાના ઉમેદવાર હતા, કે જેમાં ખોટ અને નુકશાનની જરા પણ ફીકર નહતી. મતલબ આ છે, કે રસુલે ખુદા સલ. ના અસહાબોએ હઝરત સલ. ની મહોબત અને દોસ્તી આખેરતના માટે ઈખતીયાર કરી હતી અને જ્યારે એવું છે તો તેમના હકમાં તે દોસ્તી દરેક પ્રકારે નફો અને ફાયદો પહોંચાડનાર થાય નહીં કે ખોટ અને નુકશાનનું મુળ થઇ પડે." વલ લઝીના હઝરત હોમુલ અશાએરો ઇઝ તઅલ્લકુ બે ઉરવતેહી." યાને ખુદાવંદા તે લોકોને મગફેરત અને ખુશનુદીથી યાદ કર, કેમકે જ્યારે તેઓએ તેમના કુટુંબ અને કબીલાવાળાઓને છોડી દીધા હતા જ્યારે તેઓ રસુલે ખુદા સલ. ના હીદાયતના ટોળામાં સામીલ થયા હતા. "વનતફત મીન હુમુલ કરાબાતો ઈઝ સકનુ ફી ઝીલ્લે કરાબતેહી." યાને જેમના સગાઈના રસ્તા નાબુદ થઇ ગયા હતા, જ્યારે

તેઓ હઝરત સલ. ના કરાબતના સાયામાં રહેવા લા-
ગ્યા. યાને જ્યારે અસહાબ રસુલે ખુદા સલ. પર ઈમાન
લાવ્યા અને આપની ખીદમતના માટે તૈયાર થઇ ગયા
ત્યારે તમામ અરબના કુફ્ફાર તેમની અદાવતના માટે
ઉભા થયા અને કરાબતના તમામ રસ્તાને તોડી નાખ્યા.
"ફલા તનસાલહુમ અલાહુમ્મા તરકુલક, વફીક"
તો ખુદાવંદા, તેઓએ જે ચીજને તરક કરી છે તેનો બદલો
તેમને આપવા ભુલીશ નહીં એટલે તેમને તેમની હી-
જરત અને ખુદાના દીનની મદદ અને હીમાયતનો બ-
દલો જરૂર આપજે. "વઅરદેહીમ મીરૂ રીદવાનેકા,"
યાને એ ખુદાવંદા, તેના સબબથી કે જેઓએ ખલક-
તને તારી વહદાનીયત અને યકતાઈ અને તારી ઇબા-
દત પર ભેગા કર્યા છે તેઓને બદલો આપજે. "વકાનુ
મઅ, રસુલેકા દુઆ તલલકા વઇલૈકા" યાને આ
સબબથી પણ તેઓને નેક બદલો આપજે કે તેઓ
તારા રસુલ સલ. ના સાથે રહી ફકત તારીજ રઝામં-
દીના માટે ખલકતને તારી વહદાનીયત અને ઈબાદ-
તની તરફ બોલાવતા હતા. યાને જેવી રીતે રસુલે
ખુદા સલ. ની ફૈઝ મહોબતથી ખુદ કામીલ થઈ ગયા
હતા, તેવીજ રીતે ફકત અલ્લાહના માટે બીજાઓને

પણ ખુદાના દીન તરફ બોલવતા હતા. અને ઘણા લોકોને ખેંચીને દીને ઇસલામમાં ભેગા કર્યા એટલે કે હજારો મરદ અને ઔરત તેમની કોશીશથી ઇસલામના ટોળામાં સાર્મલ થઇ ગયાં હતાં. આથી જે શખ્સ કુરઆનના તરીકા અને અહલેબૈતના મજહબનો તાલીબ અને ખાહીશમંદ છે તે આ જગ્યા પર ગોર કરીને શૈતાની વસવસાથી અને ફરેબથી તરતજ તોબા કરીને કુરઆનના તરીકા ( સુન્નત જમાત ) પર આવી જશે. કેમકે રસુલે ખુદા સલ.ની જીંદગીમાં અને આપની વફાતના બાદ જે લોકોએ ખલકતને દીને ઇસલામના તરફ બોલાવ્યાં તે બધા અસહાબો હતા, નહી કે ફક્ત અબુઝર અને અમ્માર યા બીજા કેટલાક આદમી જે તમામ મુલકોમાં કુફર રદ કરવા માટે ફરતા અને ખલકતે ખુદાને હીદાયતની તાલીમથી માલામાલ કરતા ફરતા હતા. આવી વાત તો કોઇ બેવકુફથી બેવકુફ પણ નહી કહી શકે, તો પછી જે શખ્સ કુરઆનને માનવાનો દાવો કરતા હોય તે કેમ કહી શકે! “ વશાકુરહુમ અલાહીજરતેહીમ ફીકા દીયારા કોમે હીમ ” યાને ખુદાવંદા તેઓને તેનો બદલો આપજે કે તેઓએ તારી રાહમાં પોતાની કોમ-

નાં શહેરો છોડયાં. "વખોરૂજેહીમ મીન સઆતીલ મઆશે ઇલાઝીકેહી." યાને એ ખુદાવંદા તેઓને પણ તેનો બદલો આપજે કે તેઓ પોતાની સારી રીતે મળતી રોજીને મૂકી મુશ્કેલીની રોઝી તરફની- કળી આવ્યા, યાને તેઓએ પોતાનાં ઘરો અને એશ- આરામના સામાનોને મૂકી દઇ હીજરત કરી સફરની મુસીબતની તંગીમાં આવી પડયા. "વમન નેઅલામન કસ સરતા ફી એઅજાઝે દીનેકા મીમ મજલુમેહીમ" યાને એ ખુદાવંદા તે લોકો પર મહેરબાની કર કે જે- ઓથી તેં પોતાના દીનને ગાલીબ કરવાને માટે પોતા- ના તાબેદાર અને ફરમાબરદારોની જમાઅતને રાત અને દીવસ તરક્કી આપી, યાને મજલુમ અસહાબો પર અહેસાન કર. મતલબ આ છે કે શરૂઆત- માં તો અસહાબ મજલુમ હતા, તેના બાદ તેઓએ હીજરત કરી અને તેઓએ એક પછી એક ઉપરા- ઉપરી ફતેહો હાંસીલ કરી તો તેના સબબથી દીને ઇસલામની ફતેહ થઇ અને બેશુમાર લોકો મુસલમાન થયા. "અલ્લાહુમ્મા વ અવસીલ ઇલત્ તાબેઇના લ- હુમ બે એહસાનીલ્ લઝીના યકુલુના રબ્બનગ ફીર- લના વલે ઇખવાનેનલ્લઝીના સબકુના બીલ ઇમાને

ખૈરા જઝાએકા." યાને ખુદાવંદા, તે તાબેઈન અસહા-બોને પોતાના પાસેથી સારો બદલો આપ જેઓએ નેકીના સાથે તેમની પેરવી કરી અને બહુજ સારી રીતે તેમનો તરીકો ઈખતીયાર કર્યો અને રાત દીવસ આ દુઆ કરે છે કે "અય અમારા પરવર દીગાર તું અમોને અને અમારા તે ભાઇઓને બખશી દે જેઓ ઈમાનમાં અમારાથી પહેલાં થઇ ગયા," યાને તે લોક અસહાબોના હકમાં દુઆએ મગફેરત કરે છે. ઇમામ જૈનુલ આબેદીન અલે૦ નોજ આ કલામ આ વાતની તરફ ઇશારો કરે છે કે ત્રીજા પ્રકારના મુસ-લમાનો તેજ લોક છે, કે જે અસહાબોના હકમાં દુ-વાએ ખૈર કરતા રહે છે અને તેમાંથી કોઇનો કીનો પોતાના દીલમાં રાખતા નથી બલકે તેમની મગફે-રતના બારામાં ઈમામ જૈનુલ આબેદીન અલે. ની દુવા પણ મોજુદ છે. જ્યારે એવુંજ છે તો એ લોક બખશાએલા અને ખૈરો બરકતવાળા ફીરકાના પૈરવ છે, ન કે તેમના વીરૂધ.

---

અય મારા ભાઇ, હવે જરા આ પણ સાંભળી લો કે ઇમામ અલે. તાબેઈનની તારીફ વ તોસીફમાં શું

ફરમાવે છે કે "અલલઝીના કસદુ હુજ્જતહુમ." યાને ખુદાવંદા તે તાબેઇનને પણ સારો બદલો આપ કે જેઓ અસહાબોના તરીકા અને તેમના પગલે ચાલવાનો ઇરાદો રાખે છે. "વ તહરરવ વીજહતહુમ" અને જેઓ તેમનીજ તરફ ધ્યાન આપે છે, અને સમજીને તેમની રાહપર ચાલે છે. 'વમઝવ અલા શાકેલતેહીમ" અને જેઓ અસહાબોના તરીકા અને મજહબના પૈરવ હોય છે. "વલમ યસીગહુમ" મહોમ્મદ મુસતુફા સલ્લ. નો મરતબો તમામ નબીયોથી વધારે છે ને નબીયોના બાદ તમામ ઇનસાનોમાં બુજુરગી અસહાબોની છે અને અસહાબોમાંથી સૌથી વધારે બુજુરગીવાળા હ૦ અબુબકર સીદીક અને તેમના બાદ હ૦ ઉમર પછી હ૦ ઉસમાન અને હ૦ અલી રદી૦ છે. તેમના બાદ બીજા અસહાબો છે. બાદ અસહાબોને જોવા "રૈબુન ફી બસીરતેહીમ" અને જેઓને અસહાબોના દીલની બીન ઇમાં કોઈ તરેના શકે રોકાવટ કરી નહીં' યાને તાબેઇનોએ આમાં જરા પણ શક નહી કર્યો કે અસહાબ દીલી રોશનાઇ અને હીદાયતપર હતા. "વલમ યખતલીજહુમ શકકુન ફી કફવે આસારેહીમ" અને જેઓએ અસહાબોની ની-

શાનીઓની તાબેદારીના બારામાં કોઇ તરેહના શક અને વસવસાને દીલમાં નહીં લાવ્યા, યાને તેઓએ અસહાબોને હકક રસ્તાપર સમજી લીધા બાદ તેમની પેરવી કરી અને તેમનો હકક ખરો હોવામાં કોઇ તરેહનો શક કર્યો નહીં. "વલઇતેમામે બેહીદાયતે મનારેહીમ." અને જેઓએ અસહાબોની હીદાયત અને તેમના ખરા અને રોશન તરીકાવાળા કે જેઓ તાબેઈન ગણાય છે તેઓનો મરતબો બીજાઓ કરતાં વધારે છે, તેમની તાબેદારીમાં કદી શક અને શુબાહને દાખલ થવા દીધો નહી; યાને તેઓએ અસહાબોને સચ્ચાઇ વ હીદાયતનાજ રસ્તાપર સમજીને તેમની તાબેદારી ઇખતીયાર કરી હતી. "મુકાને ફીના વ મુવાજેરીના લહુન." અને જેઓ અસહાબોની મદદ અને હીમાયતમાં બહુજ જોશ દેખાડતા હતા, યાને અગર કોઈ બેદીન યા ગુમરાહ અસહાબોની પાક જનાબમાં કોઇ તરાહનો એતરાજ કરે છે તો તાબેઇન જવાબ આપીને તે તાનાને દુર કરે છે. આ બોલોથી તે તમામ શૈતાની વસવસા જે શીયા, અસહાબ કીરામપર લગાડે છે તે બાતીલ થઇ ગયા. ઇમામ જૈનુલ આબેદીન અલે ના કોલથી સાબીત થયું કે અસહાબોની

શાનમાં ખરાબ બકવું અને તોહમત મુકવું તે ઈમાનવાળાઓનું કામ નથી, બલકે ઇમાનવાળાનો તરીકો તે તોહમતોનો જવાબ આપવો અને રદ કરવો કે જે બેદીન અસહાબોના બારામાં કરે છે તે છે અને આમાં શક નથી કે આ ખુબી સુન્નીઓના સીવાય કોઈ બીજા ફીરકામાં મળી શકતી નથી. રાફ્જીઓ તો પોતાના ફસાદી ગુમાનના સબબથી તે પાક અને બુજુરગીવાળા અસહાબોની તરફ હઝારો તાના કરે છે અને એવીજ રીતે ખારજી જે હ૦ અલીને નથી માનતા ને તેમની પાક શાનમાં ખોટું બકે છે. તે પણ અસહાબોની બુરાઈ કરવામાં રાફ્જીઓથી કંઈ કમ નથી. "ખજલહુમલ્લાહો તઆલા" યાને ખુદા એ બેઉ ફીરકાને ઝલીલો રૂસવા કરે! બસ, હવે તો જણાયું કે નજાત પામવાવાળો ફીરકો સુન્નીઓનોજ છે, નહીં કે તેમના વીરૂદ્ધવાળાઓ. "યદીનુના દીન હુમ" અને તાબેઇનને પણ સારો બદલો આપ, જે અસહાબોના દીન પર એતેકાદ રાખે છે "વયહ્દત દુના બેહદયેહીમ" અને અસહાબોના તરીકા પર ચાલે છે. "યત તદ્દેકુના અલેહીમ" અને જે તેમનાથી મોહબત રાખે છે યાને અસહાબોની હીમાયત અને

મદદ પર એક મત છે અને જે બદદીન શેયતાન આવી શંકા પેદા કરે છે, તેને જવાબ અ.પીને પોતાની જમાતથી બહાર કાઢી મુકે છે. "વલા યતૂતહે મુનહુમ ફીમાઅહદવ ઇલૈહીમ" અને જે ચીજ અસહાબોએ તેમના પાસે પહોંચાડી છે, તેમના પર તોહમત લગાડતા નથી. યાને દીનના હુકમો અને રસુલે ખુદા સલ૦ ની હદીસો જે અસહાબોથી તેમના પાસે પહોંચી છે તેમાં અસહાબોની તરફ કોઇ તોહમત લગાડતા નથી. મતલબ આ છે કે અસહાબોને સાચું અને ખરૂં કહેવાવાળા સમજીને તેમની તમામ રીવાયતો અને હદીસોને કબુલ કરી, તેના પર અમલ કરે છે. અહીંથી સુન્નીઓના તે હદીસોની કીતાબોની સાબેતી મળે છે કે જે અહેલેબેત અને બીજા અસહાબોથી રીવાયત છે અને જાહીર થાય છે કે તમામ મોઅતેબર અને મકબુલ અને હજરત ઇમામ જૈનુલ આબેદીન અલે૦ નો મજહબ છે. વળી આ પણ જાહેર થઇ ગયું કે શીઆઓ અને ખારજીયોની રીવાયતો અસહાઓથી મરવી ( રીવાયત થએલ ) નથી. હજરત ઇમામ જૈનુલ આબેદીનના નજદીક બીલકુલ હડહડતું જુઠું છે અને શીઆઓ કેટલીક રીવાયતોને આજે

એહલેબેન અથવા અસહાબોની તરફ મનસુબ કરે છે અને જયારે તે રીવાયતો હજરત ઇમામ જૈનુલ આબેદીન અલેо ના મજહબ અને કુરઆન શરીફના વીરૂદ્ધ નીકળશે તો ખુલ્લુ થઈ જશે કે આ કોલ એહલેબેતનો તેમજ અસહાબે કીરામનો નથી, બલકે કોઇ જુઠા અને ફરેબીએ ઈમામોના માથે લગાડી દીધો છે. બસ, તેથી હજરત ઈમામ જૈનુલ આબેદીન અલેо ના કોલના મુતાબીક શીયાઓની તમામ કીતાબો અને રીવાયતો બીલકુલ જુઠી સાબીત થઈ. અહલે ઇસલામ અને કુરઆન વ એહલેબેતના દોસ્તીવાળાને તેમનાથી દુર રહેવુ ફરજ છે. અય નજાતને ચાહવાવાળા મુસલમાનો ! અલ્લાહનો કલામ અને હજરત ઇમામ જૈનુલ આબેદીન અલેо ના બોલોમાંથી અહી જેટલુ જાહેર કર્યું છે અને અગર કોઇ હક રસ્તાનો તલબ કરવાવાળો હોય તો તેના માટે આમાંથી ફક્ત એકજ બોલ પુરતો છે અને અગર કોઇ કમબખ્તને આખરતનો હક રસ્તો નસીબ ન થયો અને તે, ખત મલ્લાહો અલા કુલુબેહીલ, (યાને ખુદાએ તેમના દીલો પર મહેર કરી દીધી) પોતેજ કુફ્રના રસ્તા પર જમી રહયો અને કુરઆનનો ઇનકાર કરવાના

સબબથી પોતાને દોજખનો હકદાર બનાવ્યો, તો તેનાથી મુસલમાનોના તરીકામાં સવાલ જવાબ કરવાથી શું ફાયદો થશે! "વલ્લાહુલ હાદી, વ અલા કરમેહી એઅતેમાદી, સુબહાન રબ્બેકા રબ્બીલ ઇઝ્ઝતે અમ્મા યસેફુન, વસલામુન અલલ મુરસલીન વલહમ્દોલીલ્લાહે રબ્બીલઆલમીન," યાને અલ્લાહ હીદાયત કરવાવાળો છે ને તેના કરમ પર મને ભરોસો છે. પાક છે પરવરદીગાર જે બુજરગીવાળો છે, તેનાથી કે જે કાફેર લોકો બયાન કરે છે અને સલામ હોજો પયગમબરો પર અને તારીફ સાબીત છે અલ્લાહના માટે કે જે સારી જહાનને પાળવાવાળો છે.



## જાહેર ખબર માટે ઉત્તમ સાધન.

# "મુમન મિત્ર" માસીક.

આ માસીકમાં ધાર્મિક બાબદોનો સમાવેશ હોવાથી તે મુમન કોમની મોટી વસ્તીમાં ઘેર ઘેર વંચાશે, માટે આવા ઉમદા સાધન મારફતે જાહેરાત આપવાની ઉમદા તક ચુકશો નહીં.

## જાહેરાતના ભાવ.

| | | | |
|---|---|---|---|
| પેજ ૧—વર્ષ ૧ ના | રૂ. ૪૦ | પેજ ૦ા—વર્ષ ૧ ના | રૂ. ૨૫ |
| ,, ,,—માસ ૬ ના | ,, ૨૫ | ,, ,,—માસ ૬ ના | ,, ૧૫ |
| ,, ,,—માસ ૩ ના | ,, ૧૫ | ,, ,,—માસ ૩ ના | ,, ૮ |
| ,, ,,—માસ ૧ ના | ,, ૮ | ,, ,,—માસ ૧ ના | ,, ૫ |

અર્ધા પેજથી કમી જાહેરાત લેવામાં આવશે નહીં પૈસા પ્રથમથી લેવામાં આવશે.

મેનેજર:—"મુમન મિત્ર"

મુંબઈ